શ્રી

# જૈન રત્નમણી.

પ્રકાશક

શ્રી જૈન ફ્રેન્ડલી સોસાઇટી.

અમદાવાદ.

કિંમત ૦-૨-૦

# श्री जैन रत्नमणी.

(ઇંગ્રેજી પદ્ધતિના નવીન રાગોથી ભરપૂર)

(ઠુમરી, ગજલ, માઢ, લાવણી, કેરબા)

(વીગેરે સ્તવનો છે)


છપાવી પ્રસિદ્ધ કરનાર

## શ્રી જૈન ફ્રેન્ડલી સોસાઈટી.

અમદાવાદ.

આવૃતિ ૨ જી પ્રત ૧૦૦૦

અમદાવાદ

એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

કીંમત રૂ. ૦-૨-૦

# અર્પણ પત્રિકા.

## નગરશેઠ. કસ્તુરભાઈ મણીભાઈ.

### સ્થળ. રાજનગર—અમદાવાદ.

આપ ઉદાર, ગંભીર, વિવેકવીર અને ધર્મધીર પુરૂષ છો પરમાર્થ કરવામાં કુશળ છો, પરોપકાર એ આપણો સ્વભાવિક ગુણ છે, નીતિ સાથે આપને ચિરકાળની પ્રીતિ છે. આપ પરમાર્થી અને દયાળુ પુરૂષ છો. દીન ઉપર દયા કરનાર છો. ઉદાર અને ગંભીર છો, ઉદારતાની સાથે આપને સાચોજ સ્નેહ છે, ધર્મ ઉપર પ્રીતિ અને સાથે ઉદારતા હોવાથી આપને ધર્મ ઉપર ઘણોજ પ્રેમ રહે છે. નિરાશ્રિતને આશ્રય આપી ઉદ્યમમાં નાંખો છો. તે બાબતમાં આપને ધન્યવાદ છે. આપ જૈન કોમમાં એક નામાંકિત ગૃહસ્થ છો, દેવ દ્રવ્ય સાધારણ દ્રવ્ય, જ્ઞાન દ્રવ્ય અને ધર્માદા ફંડની આપ સારી સંભાળ રાખો છો (પ્લેગ) મરકીના ભયંકર રોગમાંથી મનુષ્ય જાતને મુક્ત કરવામાં આપે તનમન ધનથી પુષ્કળ મદદ કરી છે. વળી આ પુસ્તકની બાબતમાં પણ સારી મદદ કરી છે. ઇત્યાદિક અનેક સ્તુતિ પાત્ર ગુણોથી પ્રસન્ન થઇ શ્રી "જૈન રત્નમણી" નામનું લઘુ પણ અતિ મનોહર પુસ્તક કીર્તિની મૂર્તિરૂપ આપ નર રત્નને આ સોસાઇટી અર્પણ કરે છે તે સ્વીકારશોજી.

શ્રી જૈનફ્રેન્ડલી સોસાઇટી.

અમદાવાદ.

# ઊપોદ્ઘાત.

પ્રિય વાચકવર્ગને વિનંતી કરવામાં આવે છે કે આ લઘુ પણ અતી રમણીક પુસ્તક કેવળજ્ઞાન ભાસ્કર શ્રી જિનેશ્વર ભગવાનના ગુણોથી ગુંથેલું છે. તેની રચના લોકપ્રીય રાગોમાં કરી છે; કારણ કે વર્તમાન વખતમાં દેશમાં નાટકનો પ્રચાર થવાથી લોકોને દીનપ્રતીદીન નાટક જોવાનો શોખ વધી ગયો છે. તેથી ઠામ ઠામ નાટકના રાગના ગાયનો ગાવામાં જનસમાજ ગુલતાન બનેલો જોવામાં આવે છે પણ પ્રાચીન ગ્રંથકર્તા મહાન પુરૂષોની ચમત્કૃતી ભરેલી કૃતિઓ અને રાગ રાગણીના સ્તવનોથી જે અનુભવ અને આનંદ પ્રાપ્ત થાય છે તેમાંનો લેશમાત્ર આનંદ આધુનીક ગાયનોથી થતો નથી પરંતુ અફસોસ! "સમય વરતે સાવધાન" એ કહેવતને અનુસરી હાલના સમય પ્રમાણે વર્તનું એ સૌથી સારી વાત છે.

હાલ શ્રી જીનેશ્વર ભગવાનની સ્તુતીની નાટકના રાગોમાં રચેલી ચોપડીઓ એકથી વધારે બહાર પડેલી છે તે કોમળ વચના બાળકો મધુર સ્વરથી વાજીંત્ર સાથે ગાય છે. તેથી બાળક યુવાન અને વૃદ્ધ માણસોનું ધ્યાન તે તરફ ખેંચાય છે, પણ તેવી કેટલાક ચોપડીઓના જીનેશ્વર ભગવાનના સ્તવનોમાં નાટકને છાજતા શબ્દો અને આભાસ પડવાથી સજ્જનવર્ગને કેટલીક રીતે અરૂચી થાય છે તેથી આધુનીક લોકપ્રીય રાગોમાં એક એવું પુસ્તક પ્રગટ કરવું

કે જેથી અર્વાચીન ચકોર યુવકો પ્રસંગોપાત નાટ્યપ્રયોગના શૃંગારીક ગાયનોથી લુબ્ધ થઇ હરેક સ્થળે તેનો ઉપયોગ કરે છે તે નહી કરતાં શ્રી વીતરાગ દેવના ભક્તી ભાવના સ્તવનો નવિન રાગોમાં ઉતારી તેમની રસનેંદ્રી પાવન કરી અનંતા ભવમાંથી મુક્ત થવા સદ્માર્ગનું સેવન કરે.

આશા રાખવામાં આવે છે કે આ પુસ્તકમાં બુદ્ધી-દોષથી અથવા હસ્તદોષથી કાનો માત્ર અક્ષર અધિક ઓછો લખાણો હોય તો તે સુધારી વાંચવા સુજ્ઞજનો કૃપા કરશે.

સુચના—આ પુસ્તકને વાંચવા ભણવા માટે ઘણીજ સંભાળ રાખવી. ઠવણી કીંવા બાજોઠ ઉપર રાખીને આશાતના રહીત વાંચવું. વાંચી રહ્યા પછી વિનયપૂર્વક ફરી રૂમાલ પ્રમુખમાં બાંધી ઉંચ્ચસ્થાને રાખવું. કોઇપણ રીતે જ્ઞાનની આશાતના થાય તેમ કરવું નહીં. (કીંબહુના)

સંવત ૧૯૬૩ ના માગશર સુદ ૧

લી. કર્તા
શ્રી જૈન ફ્રેન્ડલી સોસાઇટી—અમદાવ

શ્રી શાંતિનાથાય નમઃ

# શ્રી જૈન રત્નમણી.

## સ્તુતી

અતિ પરમ દયાળુ, દેવનો દેવ સાચો;
જગ જન હિતકારી, તે પ્રભુ પાર્શ્વ જાચો.
મતિ રતિ નહિ મારી, કેમ વિસ્તાર પાળે,
ગતિ ગહન તમારી, જ્ઞાન ચક્ષુ દીપાવે;
કમઠ ધરણુ જેને, છે સદા તુલ્ય ભાવે.
હરિ હરકત વારી, સૌ જરા મુક્ત થાવે;
જીન ગુણ અતી ગુંથી, આ રચી પુષ્પમાળા;
પ્રભુ પદકજ વંદુ, જ્ઞાન આપો વીશાળા.

## મંગળાચરણ.

જય જય જય છબી પ્યારી, શાંતી સદા સુખ કા...રી;
પારેવો ઉગારી દયા દીલ ધારી, ક્ષમા કરી તેં અપા...રી...જય.
સુજને તારી પાર ઉતારી, શીવસુખ દ્યો સુખકા...રી...જય.
સીદ્ધિ સદા છે આનંદકારી, ભવિજનને હિતકા...રી...જય.
જીન ગુણ ગાવા લઘુ સભાને, આનંદ આજે અપા...રી...જય.

૧ (રે ના બોલો આવી વાત)

નમુ મુંડવા પાર્શ્વનાથ, ભક્તિથી પાય લાગુ. નમુ.
જિનશાસનના શણગાર, ઉતારો ભવજળ પાર;
કેવળ કમળા ઉરહાર, કેવળ કમળા ઉરહારરે. નમુ.

સાખી.

પુરિશાદાણી પાસજી, પામર પાળ દયાળ;
અશરણ શરણ નભાવજો, ટાળો ભવ જંજાળ.
ભક્તિથી પાય લાગું. નમુ.
જીન ત્રીભુવન તિલક સદાય, પ્રણમે સાંકળચંદ પાય;
લઘુ જૈનસભા ગુણ ગાય, લઘુ જૈન સભા ગુણ ગાયરે. નમુ.

૨ વંદન કરીએ.

સુવિધિનાથ શરણ કરણ આવીયાં અમે;
ચરણ કમળ, અમર ભ્રમર, રૂપ થઈ રમે. સુવિધી.
દેવા, સેવા, મેવા, આપો મને આપ,
જપુ જીન જાપ, મટે ભવ તાપ, તારજો તમે. સુવિધી.
જુકતી, ભકિત, મુકિત, આપો શિરતાજ,
ગરીબ નિવાજ, નમુ જીનરાજ, સકળ સુર નમે; સુવિધી.

૩ સંકટ સહન કરશે જે.

નિશદીન ધ્યાન ધરો સંભવનું, જાશો મોક્ષ વાટે;
જગતમાં ખોટી માયા પડતી મુકી, કરો ભકિત શીર સાટે.
ધન્ય ધન્ય શુરા, થજો સૌ ધરમી પૂરા;
લાલચને અધવચ લટકાવી શીશ મુકે શુરા.
સત્ય સત્ય સમજો, મીથ્યા અભીમાન નવ કરશો;
નિશદીન ધ્યાન ધરો સંભવનું જાશો મોક્ષ વાટે.

૪ થયા છોરે પતિ તેજ પ્યારી તનના.

જયકારી પ્રભુ ધરમ જીનેશ્વર, પરમ ધરમ દાતાર;
સુખદાતા, જગત્રાતા, શાતા, કર મમ દેવ દયાળ.

જયવંતા, ભગવંતા, ગુણુવંતા, અરિહુંતા;
કાપો મુજ પાપો આપો અવિચળ સુખકરી ભવજળ પાર. જય.
કરમ મરમના ભરમ નીવારો, ધરમ ધુરંધર દેવ;
અવધારો, ભય વારો, ઉદ્ધારો, જીન તારો.
પ્રભુ કાજ સુધારો, વિજય વધારો, ભારતિ શિશુ જયકાર. જય.

૫ રાણી વિકટોરીયાનો બાગ.

જીનરાજને દરબાર, ઓછવ બન્યો છે શ્રીકાર;
સૌ જીવોને આનંદકારી છે.
નવપલ્લવીયાજી પાસ, તારી મુર્તિથી ઉલ્લાસ;
ભવીજનોને તું ઉપગારી છે.
આંગી બની છે ગુલજાર, એની શોભા અપરંપાર;
દીલ બાગની એ સુંદર કયારી છે.
શીર મુગટ સોહે સાર, કાને કુંડળ બે શ્રીકાર;
પ્રભુ ક્ષમાભંડારી કૃપાકારી છે.
ગુણ અનંતા અનંત, પરમાનંદ જ્ઞાનવંત;
એવા શ્રી ભગવંત સુખકારી છે.
એને કરો નમસ્કાર, પાય પડો વારંવાર;
એ મુક્તિતણા દાતારી છે.
હું રઝળ્યો સંસાર, મરણ કીધાં અપરંપાર;
તારૂં શરણ સદા સુખકારી છે.
દયા કરો દીનાનાથ, ઝાલો શેવકનો હાથ;
સીદ્ધિ સુખ સદાનંદકારી છે.

૬ મને સ્હાય કરશે મોરારીરે.

જદુનાથ છો ઉપગારીરે, નેમ પાછા વળોને એકવારી;
પારેવો ઉગારી દયા દીલ ધારી,પ્રભુ મુક્તીપૂરી શણગારી (૨) જદુ.
અષ્ટ ભવાંતરની છું હું નારી, ભવ નવમે ન મુકો કુંવારી;
જો ન કરમેળાપ કીધો, તો પ્રભુ લેશો ઉદ્ધારી. જદુ.

૭ સદર

મને મુકી ન જાઓ ગીરનારીરે, પ્યારા પૂરવની પ્રીતી વિસારી;
દયા દીલ ધારી લીયો દાસી ઉદ્ધારી;
આવું સંગે બનીશ અણગારી (૨) મને૦
સલુણા છેહ ન દાયો વિચારી, પ્રેમ કુવે પ્રીયાને ઉતારી;
કોડ પૂરો નેમ મારા, જૈન સભાને ઉદ્ધારી. મને૦

૮ મારા મનમાં તનમાં ભર્યો છે ઠર્યો છે.

પ્રભુ રાગને દ્વેષને મારી વિમારીને, મુક્તિ મેળવવા જાઓ;
પ્યારા તજી પૂરવભવમાં, જાઓ ન જીવન જાઓ;
ખાવું પીવું વળી ખેલવું હાય, ઝેર સમાન ગણાય;
હદ થઈ વ્હાલા હવે મનાવો, વાલમ રથ વળાવો. મારા૦

૯ એ...માથે મટુકી લઇ જાવું.

એ...નેમ ગયા ગિરનાર, મુકી મને કુવારી હૈયાના હાર. એ...
આઠ ભવની પ્રીત ત્યાગી, વ્હાલો બનીયો વિતરાગી;
માન્યું ન મારૂં લગાર. એ...
છોડી મુજને નેમ પ્યારે, પણ ન છોડું હું કદા રે;
જાઉં હું સંગ આવાર. એ...
જો એ ભોગી તો હું ભોગણ, જો એ જોગી તો હું જોગણ;
જાઉં આ છોડી સંસાર. એ...

૧૦ પ્હેરી ચોળી.

ઉભા રહો શામળીયા વર મુજ વ્હાલા,
શાને દહો મારા અંતરને મોહન ઠાલા.
શું આવડી રીસ ધરીને પ્રીત પુરવની પરહરીને,
શીદ ચટકો કરીને ચાલ્યા. ઉભા૦
દયા દીલમાંહી લાવો, શાને અબળા તરસાવો (૨)
આવો, આવોજી આવો આવો,
રથ પ્યારા, વળાવો, રૂઝાવો, અંતર છાલા. ઉભા૦
રાજુલને ન રઝળાવો, પીયુ પરણીને હ્યો લ્હાવો;
કહુ છું કરી કાલાવાલા. ઉભા૦
નગુણા ન આવા થાઓ, સગુણા કાંઇ શરમાઓ: (૨)
થાભો થાભોજી થાભો થાભો.
શું ઠાલા ફસાલા દીઓછો અમને વ્હાલા. ઉભા૦

૧૧ પંથી પરદેશી ચિત સોંપી.

આવી ફસાયો સંસાર મહી આ પ્રા...ણી;
માની રહ્યો મનમાં તેને સુખ ખા...ણી.

સાખી.

માત પીતા ભ્રાત બેનડી, મીત્ર ભામીની સુત;
જાણો સ્નેહી સો સ્વારથી, નડે જેમ યમદુત.
કુલ્યો ફોગટ ફેલે કરી નહી શુદ્ધ વા...ણી. આવી૦

સાખી.

એક દીન જાવું છોડીને, ધામ દામ આરામ;
રટન કરો સદા તમે, નિરંજન પ્રભુ નામ.
ચેતી લેને મનવા મુર્ખ એવું તું જા...ણી.

૧૨ ભર ડગલું ન એક.

પર કુથલી ન કીજે સમજ મન ધીર (૨)
પરનિંદાથી મુખ મલીન કરી, પરનું પાપ લહે નીજ શીરપર. કુ૦
કુથલીમાં કાળ જાય, હાથમાં ન રાખ આય;
પર અપવાદે વિષ બહુ વ્યાપે, મન સંતાપે ક્યાં નાહાન;
છિદ્ર પારકાં ન દેખ, પગ તળેની લાહ્ય પેખ. કુથલી૦

૧૩ ચાલો સાહેલી ભુવનેશ્વરીના.

ચાલો ઉમંગે (૨) ધર્મજીણંદના નેહ ધરી દરીશન કરીયે;
ભવદુઃખ હારી જગ હિતકારી, અરીહંતને ઉરમાં ધરીયે.
કનક કચોળે કેસર ભરીયે, પુજન નવ અંગે કરીએ;
અગર તગરના ધુપ ઉવેખી, ભાવ ધરી નવપદ સ્મરીયે;
તરીયે તો સ્હેજે ભવદરીયે, જૈન સભા શીવપદ વરીયે. ચાલો૦

૧૪ હુ મસ્તાન પ્રેમની.

સંસાર અસાર જાણીને નવ ધાર તારૂંરે;
ધાર તારૂંરે, કાંઇ મારૂં તારૂ રે. સંસાર.
જર જોરૂ કે જમીન વળી નવ તમારૂં;
માત તાત બંધુ સુત સૌ અળગું થનારૂંરે. સંસાર.
છે ન તારૂંરે, નાશ થનારૂંરે.

સાખી.

કાળ ભમે છે તુજ પરે, ચતુર કર વિચાર;
સંભાળ શ્રી અરીહંતને, સ્તવજે વારંવાર.
રાખ સદા અંતરવિષે, પ્રભુ નામ પ્યારૂંરે. સંસાર.

૧૫ ભરથાર પ્યાર ભુલી.

જીનરાજ લાજ રાખો ન દાસ વિસારશો;

દાસ ન વિસારશો, સુખ સદા આપશો. જીન૦
શરણે આવ્યો સ્વામી, તારોને અંતરજામી;
રાખો ન કાંઇ ખામી, એમ વીઘ્ન વીદારશો. જીન૦
સુંદર શોભે સારી, છબીયાં લાગે પ્યારી;
બલિહારી જાઉં વારી, ભવ પાર ઉતારશો. જીન૦
સિદ્ધિ સુખદાઇ, જયોતીમેં જયોત મીલાઇ;
સભા લઘુ હરખાઇ, શેવકને શોભાવશો. જીન૦

૧૬ માન માયાના કરનારારે.

સુણો ચેતન આતમરાયારે, જુઠી કુમતીથી શીદ ભરમાયા;
જરા જોને તું અતર વિચારારે, રાગ દ્વેષ ચોરો છે લુંટારા.
લોભે ઠગાયો, મોહે ફસાયો, નારીશું નીચ લલચાયો;
નરક નિગોદમાં પાતિક પલ્યંકમાં,કુમતીથી બહુ દુઃખ પાયોરે.જુ
હવે સમજ તું માનવભવમાં, પુન્ય ઉદયથી આયો;
પુજી લેને જીનરાજ ભાવે તો, જશ બહુ જગમાં ગવાયોરે-જુઠી.
સીદ્ધ સ્વરૂપી સાહેબ સાચો, શાંતીજીણંદ સુહાયો;
ચેતન ચેતા પૂજને પ્યારા ધર્મ કરી હરખાયોરે— જુઠી.

૧૭ આમ જોબનમાં ઘેલી.

પૂજું પ્રેમે મ્હાવીર જીનરાજજીને,
જેથી ભવજળ સ્હેજે તરીયે...શીવ વરીયે
આહા મુક્તી વરવા કાજે, ધરીયે પ્રભુનું ધ્યાન;
પ્રભુ તારક નાથ— પૂજું પ્રેમે,

૧૮ પીલે શરાબ મજેદાર.

વારી વારી જાઉં જીનરાજના દેદાર, વારી વારી જાઉં જીનરાજ;
સુખ પુનમનો ચંદ શોભે, હીરા જડેલો મુગટ બહુ સાર- વારી

આંગી અજબ પ્રભુ અંગ દીપે,મોગરો ગુલાબ આદી ફુલ અપાર-વા.
સાતમા સુપાર્શ્વપ્રભુ રાગ મુકી, ધ્યાન ધરે વરવા શીવનાર-વારી.
જૈન સભા લઘુ વીનવે છે, તારો પ્રભુજી મને ભવજળ પાર-વારી

૧૯ અલબેલા લટકાળા.

સુખકારા શ્રેયકારા, વ્હાલા શાંતીજીણંદ મારે મન વસીયા.
દુઃખહારા, જયકારા, શોભે સીંહાસને પ્રભુ મારા દીલ ઠસીયા;
શીરે પ્રભુ હું તારી આણા ધરાવું, માણેકને મોતીડે વધાવું;
સુરતી તારી જોઇ અતી હરખાઉં, તુજ ગુણ હરખે હું ગાઉં.
શીવ વરવાને ભાવના ભાવું, ભાવે નિવેદની થાળ ધરાવું;
તાપો ત્રિવિધી મુજ કાપો પ્રભુજી, સમકીત સુખડી આપો પ્રભુજી.
પાપ અમાપ મારાં પ્રભુજી કાપજો,પામર શેવકના શીરે હાથ થાપજો
કષ્ટ નિવારી પ્રભુજી સુખ આપજો,
જૈન મંડળીને શિવવધુ આપજો. સુખકારા.

ગાયન ૨૦ પ્યારી વાતો મધુરી કરો પ્યારની.

શું રાચી રહ્યા સંસારમાં, ધારી કંચન કામીની સારમાં
સાર સાચો છે જીન અણુગારમાં, જેથી જીવતરે સ્હેવારમાં.
ભવજળ તરવા, શીવસુખ વરવા,આવોને ધર્મના વ્હેવારમાં,(૨)
જેથી જીવતરે૦
તમે કીધું ખરૂં પુણ્યાતમા, કાળ વીતી જાયે સ્હેજ વાતમાં.
જે ધર્મ કર્યો તે હાથમાં, બીજું કાંઇ રહે નહી સાથમાં;
જૈન સભાને સાથે લઇને, પુજવા મંધર પરમાતમા (૨)
બીજું કાંઇ રહે નહી સાથમાં.

ગાયન ૨૧ ધીરે ધીરે ચાલોને.

ધીમા ધીમા ચાલોને પ્રભુ નેમરે,
આવું સંગે તમારી ગિરનારી જવા;
ભવ બંધનથી પ્યારા હું મુક્ત થવા,
અણુગારી થવા ધરી પ્રેમરે ધીમા ધીમા.

સાખી.

સુણો અર્જ મુજ શામળા, છેક ન આપો છેહ;
પરહરી દાસી જાઓ ના, પશુપર ધારી નેહ.
પ્યારા પ્રીતિનો વિચારો સું પંથરે;
રહો રહો ઉભા સલુણા કંથરે;
માનો માનો પ્રભુજી તજી તંતરે, ધરી પ્રેમરે.

સાખી.

રાજેમતી પતિ પ્રેમીલા, પ્રણુત લીયો ભવપાર;
જૈન સભા લઘુ યાચિચે, નિર્ભય પદ નિરધાર.
આવું સંગે ધીમા.

ગાયન ૨૨ પ્રીતમ મુજ પ્રાણ છો

અમુલ્ય ઉદ્દાર છો વારે વારે,
ભક્ત પાલણુ હાર છો વારે વારે
અપાર સંસાર ફરી હું થાકયો,
આપ અમારા આધાર છો વારે વારે,—અમુલ્ય

સાખી.

ભવ ભવ ભટકી હું પ્રભુ, આવ્યો જીન દરબાર;
છોડાવો દુ:ખ દંદથી, પાય પડું સોવાર.

જ્ઞાન દાતાર છો સરલ પ્રભુ તું;
મોહ ફંદાસે છોડાવતું તારે તારે—અમુલ્ય.
રાજનગર જૈનશાળામાં, લઘુ સભા ખુશી થાય;
સિદ્ધ સદા સુખ પામવા, જય જય મંગળ ગાય.
જન્મ સફળ મમ આજ ગણું છું.
પ્રભુ છબી સુખકારરે વારે વારે.--અમુલ્ય.

ગાયન ૨૩ બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો.

ચાલો પ્યારા ચેતન સિદ્ધાચળ ચાલો
ચાલો ચાલો રૂષભ જીન વંદો;
વ્હાલો મારૂદેવી માતાજીનો લાલો
ચાલો ચાલો પાપ નિકંદો.
પ્રભુ તારા દરીશનની બલિહારી;
ધારી ધારી વદન જોઉં તારી,
સુરતી તોરી શાંત સુધારસ કયારી
ન્યારી ન્યારી અકળ ગતી ન્યારી.
પ્યારા પ્રભુજી નિશદીન હું સંભાળુ.
ધ્યાન ધરૂં ગિરીરાજજીનું સારૂં
પ્રથમ જીણંદ સુખ પુનમ ચંદો;
ચાલો ચાલો ઋષભજીન વંદો.—ચાલો૦
ચેતનજી તીર્થપતિ નિત્ય ધ્યાવો
ગીરીવર ભેટીને લયો લ્હાવો.
સુનંદા સ્વામીની છબી સુખકારી;
ધારી ધારી વદન જો ઉધ્ધારી--પ્રભૂ.
જૈન સભા લઘુ સાંકળચંદે

ઋષભ જીણંદ ગુણ ગાયા આનંદે
પ્રભુના પસાયથી રહે ન ભવ ફંદો.
આશા ચાશો પાપ નિકંદો—ચાલો૦

ગાયન ૨૪ આખી આલમ મનહરનારી,

આવી સુરતો મોહનગારી, ચીદાનંદ મ્હાવીરતારી; (૨)
ચીદાનંદ મ્હાવાર તારી. (૨) આવી.
રાગને વારી દ્વેષને મારી.
કરમ કટક ભવ રણ સંહારી, મુકતી પુરી શણગારી—આવી
કરમ શું કરશે, ભરમ શું કરશે.
પ્રભૂ કરૂણા કરશે તો ડરશે મુજથી મોહ શીકારી—આવી
રોગ ન આવે, શોક ન આવે.
ચાર ચોરનું જોર ન ફાવે, સ્હાય થાય જો તારી—આવી
પામર પાળો, બીરૂદ સંભાળો;
એકવાર જો સન્મુખ ભાળો, તો થાઉ લઘુ સંસારી—આવી
પ્રભૂતા ધારી, પતિત ઉદ્ધારી;
સેવક સાંકળચંદ સુધારી, અરજી લ્યો અવધારી—આવી

ગાયન ૨૫ કોઇ દુધ લ્યો દિલ રંગી.

જીનરાજને ભજ પ્રાણી, સંસાર અસ્થીર જાણી—જીન૦

સાખી

ક્ષણ ક્ષણ આવરદા ઘટે, ઘટે દિવસને રાત;
આજ તણું હમણાં કરો, કાલ તણી શી વાતરે—જીન૦
સમય વિષે નવ કરી શકે, પાછળથી પસ્તાય;
વાત પ્રીત કફ વેદના, કંઠ દ્વારે રૂંધાયરે.— જીન૦

નિત્ય મિત્ર કાયા કહિ, કરે ન કોઇનો સાથ;
પર્વ મિત્ર પાછા વળે, સ્વજન બતાવી હાથરે—જીન.
સત્ય મિત્ર પ્રણામ તે, સ્હેજ સખાઈ ધર્મ;
સ્હાય કરે પરભવ જતા, અંતે દે શિવ શર્મરે—જીન.
તે જીન ધર્મ આરાધતાં, રહે ન ભવભય ફંદ;
જાચે ભવો ભવ ધર્મનું, શરણુસું સાંકળચંદરે— જીન.

ગાયન ૨૬ સાહબા સલુણા.

નેમજી નગીના રંગ ભીના શું રીસાયા,
મોહન વિસારી માયા (૨) ધાયા ધાયા ક્યાં નાથ જાઓ
મારા નેમજી—ધાયા
દુરજન મળીને મારી હાંસી કરે છે, શરમાઇ મરૂં છું હું તો (૨)
વ્હેલા વ્હેલાં હાથીયો વળાવો, મારા નેમજી—વ્હેલા.
મોહન પધારી માંયરામાં, મને પરણી પોતાની બનાવો;
નવ ભવના પ્યારને વિસારી મારા વાલમા,
વળો વળો સાહબા મનાવો.
નમેરા ન થાઓ આવાછેક મારા નાથજી,દયા કાંઇ દીલડામાં લાવો
ચતુરમતીને વળી ઝાઝું તે શું કહીયે;
અબળાના અંતરની વિચારી લઇયે,
જ્યાં તમો વસો ત્યાં નાથ સાથ અમો સોહીયે નેમજી.

ગાયન ૨૭ આવો કુમ કુમને પગલે.

મન મંદિર આવો સ્વામી, જગજનનાં અંતર જામી;
જીનરાજ તમે નીરાગી, સેવક તારો છો રાગી.
પ્રભુ પ્રીત અનાદીનિવારી, સુજને મુકયો વિસારી;
કરૂણાનિધિ કરૂણા લાવો, નિજ દાસ કહી બોલાવો.

નહી ખોટ ખજાને સ્વામી, શી દીઠી મુજમાં ખામી;
મમ કૃતિઓ અધમ સુધારો, આ ભવ સાગર નીસ્તારો;
તું સમરથ સાહેબ સાચો; હું ભવ નાટકમાં નાચ્યો;
આ અરજી આપ સ્વીકારો, લઘુ જૈન સભાને તારો.

ગાયન ૨૮ કયાં ખસીયા રસીયા મન વસીયા

મન વસીયા રસીયા રંગીલા, જદુના...થજી૦
રથ વાળો નેમ નગીનારે; તમેજા...તાના૦
ભવ આઠની પ્રીત વિસારીરે, બદલા...તાના૦
પશુંડાંપર કરૂણા ધારીરે, રીશા—તાના૦
પ્રીતમજી પાછા વળજયોરે. ઠગથા—તાના૦
સતી રાજુલ અતી કરગરતાંરે; પ્રભૂરે—તાના૦
ગીરનારે સંજમ લેતારે. સુખશા—તાના૦
સુણી રાજુલ ઝટપટ જાવેરે. ઘડીરે—તાના૦
દંપતી અક્ષય સુખ પાવેરે, ફરીઆ—તાના૦
લઘુજૈન સભાગુણ ગાવેરે. જગત્રા—તાના૦

૨૯ ચેતીજા ચેતીજા જીવડા ચેતી લે ચેતી.

એ—સમય પણ આવશે, જમડા ઝાલશે; રંજાડશે
રીબાવશે મસ મારીને મનાવશે, મસ મારીને મનાવશે.
જે વખતે તું પુણ્ય પાપનો હીસાબ જઇ ત્યાં ત્યાં ચુકાવે,
તે વખતે કોઈ તારૂં થઇને માર મહીંથી નહી મુકાવે;
મારીને મનાવશે, મસમારીને મનાવશે,
તેથી ઝટપટ ચેતીને જીવડા ધર્મધાર સુખ આવશે; ચેતીજા.

૩૦ નથી પ્રેમ નીપજતો.

જીનરાજને ભજો પ્રેમથી ભવી પ્રાણી;

ભવદુઃખ ઉપસમે જેહુથી તમે જાણી.
લખ ચોરાશીયોની ભટકયો, જરી ધર્મ ન જાણ્યોરે.
નર્ક નીગોદના કષ્ટ સહ્યાં પણ સંસાર સુખસમ માણ્યોરે;
જરી ચેતતું ચેતન મારા, ધર્મ કરી કર્મ છેદ નઠારા.
ભવ જલ નીધી તરીયે પ્યારા, ( ૨ ) રાજને;
અખીલ ભૂવન છે સ્વાર્થ તણો, અંતર સ્નેહી મલકાયરે.
વીકાલ ભવ અટવાથી તરવા, પ્રભૂ ગુણ હરખે ગાયરે;
જૈન મંડળ નીત કરગરી વંદે, પ્રેમ થકા કરે પાન ઉમંગે.
હરખે તુજ ગુણ ગાય આનંદ, ( રાજને;

૩૧ જપતી પ્રીતમની જપમાળ

કઠણ કરમ ઇંધણ ક્ષણ માત્રમાં તપ તેજથી બાળે;
દ્વાદશ ભેદે તપ પાળે, કુળ અજવાળે.
કરતાં ક્ષમા સહીત તપ ભવદુઃખ ટાળે, કઠણ.

સાખી.

ખાધુ ગીરીવર જેટલું, પીધું સાગર નીર;
તૃપ્તી ન પામ્યો જીવડો, તર્યાન ભવજલ તીર.
શકતી લોપે નહી કાળે, સત્તાનીજ ભાળે; કરતાં
સાખી—કલ્પવૃક્ષ સમતપ વડો, ભવ સાગરમાં ઝાઝ,
રીદ્ધી સીદ્ધી લબ્ધી મળે, પામે અવીચળ રાજ;
રાગ દ્વેષ મમતા ટાળે, સમતામાં મ્હાલે. કરતાં.
સાખી—સમતાથી તપ પીલતાં, ભવમાં ભમવું જાય;
જ્ઞાનાદી ગુણ સાંકળે, તપ મહીમા જોડાય.
નાગકેતુ સમ વ્રત પાળે, પાપ પ્રજાળે. કરતાં.

૩૨ કુસુંબી, કુસુંબી.

નયનોમેં, નયનોમેં, નયનોમેં, નયનોમેં અવીકાર હે;
મહાવીર જગત જીનરાજ તેરી અંખીયા અવીકાર હે.
અંખીયા, અંખીયા, અંખીયા, અંખીયાં અવીકારહે. મહાવીર.
ચંદનબાળાને બાકુળા લઇને, તારી તુમે;
શીલ ક્ષમા સહીત ભગવાન, તેરી નજરમેં અવીકાર હે.
નજરમેં, નજરમેં, નજરમેં, નજરમેં અવીકાર હે. મહાવીર.
કેવલજ્ઞાન પામીને, સમોસરણમેં શોભતા;
સીદ્ધી સદાનંદમેં ગુણ ગાયે, તેરે ચક્ષુમેં અવીકાર હે.
ચક્ષુમેં, ચક્ષુમેં, ચક્ષુમેં, ચક્ષુમેં અવીકાર હે. મહાવીર.
નગરની શોભતી શાળાએ, વિદ્યારથી આવી ભણે;
લઘુ સભા જોઇ ખુશી થાય, તેરો અંગીયાં અવીકાર હે.
અંગીયાં, અંગીયાં, અંગીયાં, અંગીયાં અવીકાર હે. મહાવીર.

૩૩ અનતું ભુત આજેજ સુખ ખોયું.

મહાવીર જીન વદન આ...જ નીરખું (૨)
સફળ જન્મ દીન આ......વદન.
શરદપુનમ શશી પ્રભુ મુખ જોઇ લાજયો;
ખશીયાણો પડી થયો ક્ષીણ અસ્તોદય,
જગત પોતા જીન આ......વદન.
તેજથી લાજી રવી ચક્રવાળ ભમે,
કાંતી રૂપ દેખી લાજે મદન અનંગ બને;
પદકજ (લીણ) મન આ.....વદન.
અશરણ શરણ પ્રભુ ચરણ કમળ રહી,

જૈન સભા લઘુ સાંકળચંદ ગાઇ;
અરજ કરે છે દીન આ......વદન.

૩૪ અરે શું માનવનો અભીમાન.

અરે જીવ ભમરા ભુલ્યો ભાન ભમ્યો ભવ શાનમાંરે;
ખરેખર નાચ્યો નટ નાદાન, ન થાકયો તાનમાંરે.
માન ગુલતાનમાંરે— અરે.
જળ તરંગ ઉછરંગ ખલકમાં આ......રે ખરે,
ચળ વાદળ વીખરાય પલકમાં આ......રે ખરે.
માયામાં મસ્તાન— અરે જીવ.

સાખી.

સંસાર સાર આશા કમળમાં, કેદ મધુકર જીવડો;
ચીંતે કરી પ્રભુ પ્રાર્થના, છુટું હવે ભાનુ ચડયો.
પણ કાળગજ નલીની ઉખેડી, ચાવતાં ભમરો રડયો;
હતભાગ્ય હાર્યો તેમ માનવ હારશે ભવ બાપડો. અરે.

સાખી.

ઉદ્યાન જળધી પાન પીંપળ, વીખરતાં શો વાયદો;
જીવતર યથા જીવ જાણજે, એ કાલ કુદરત કાયદો.
ભજ પ્રાણીયા અરીહંતને, જે વૈદ્ય ભવરોગો હણે;
આ છંદ સાંકળચંદ જૈન સભા લઘુ હેતે ભણે. અરે.

૩૫ પીયુમે પ્રેમ સશયી જાણી.

મનવા તું જો મનમાં ધારી, કાળ ભમે દીન રાત;
મોહ મદીરાપાન કરીને, ભૂલ્યો ભાન કજાત. મનવા.
કરમ કટક ભટભારી, રણ જંગ મચાવે દારી;

તાકી મારે ધા કારી, ઝટપટ નાંખે સંહારી.
વીષય કષાય વિશે જીવ રાચ્યો, માચ્યો મદ અભીમાન;
ભવનાટકમાં નાચી જાચી, થાકયો ન નટ નાદાન. મનવા.
તૃષ્ણાકજ સંસાર સરોવર, જીવ ભ્રમર મુંઝાય;
કાળ મતંગજ કરે કોળીયો, મધુકર મન પસ્તાય. મનવા.
માનવભવ મણી તું ડુલ્યો, ફોગટ ભવફંદે ફુલ્યો;
જયમ મસ્ત માંકડો ઝુલ્યો, બાજીગર બાજી ભૂલ્યો.
ચેતનજી ચતુરાઇ ન ચુકો, મુકો ન મદ અભીમાન;
સાંકળચંદ સભા લહુ જેની, માગે ભવ અવસાન.
મનવા તું જો મનમાં ધારી.

૩૬

વિમળાચળ વાશી મારા વ્હાલા સેવકને વિસારો નહી...
વિસારો નહી...
જલ વીના મીન દુઃખ અતી પામે જીણંદ આપ જાણો
સહી...જાણો સહી.
દુઃખ હરનારા, ભવીજન પ્યારા, શરણે છું મહારાજ;
ચાર ચોર મુજ કેડે પડીયા, પુણ્ય રતનને કા...જ. સેવકને.
પાપા ચંડાળો પકડી મુજ, માલ હરી લેનાર;
જીનજી જો મુજ વ્હારે આવો, તો હું ઉગરના...ર. સેવકને.
જન્મ મરણનાં દુઃખ બહુ વેઠયાં, પણ નવ આવ્યો પાર;
તે દુઃખને દુર કરવા કારણ, આવ્યો તુમ દરબા...ર. સેવકને.
અરજી ઉર ધરી નેહ નજર કરી, શેવકની કરો સાર;
કૃપાતણા હે સીંધુ તમ વીણ, કોણ ઉતારે પા...ર. સેવકને.
ભવદુઃખ ભંજન ભગવત કરો મુજ, કઠણ કરમના નાશ;

પદપંકજ રહે પ્રાણ મધુકર, પુરો મનની આ......શ.
સેવકને વીસારો નહી...સહી

૩૭

માતા મારૂદેવાનો નંદ, દેખી તાહરી મુરતી મારૂ મન લોભાણું જી
કરૂણા નાગર કરૂણા સાગર, કાયા કંચનવાન;
ધોરી લંછન પાઉલે કાંઇ, ધનુષ્ય પાંચસેં માન. માતા.
ત્રીગડે બેશી ધર્મ કહુંતાં, સુણી પર્ષદા બાર;
જોજન ગામીની વાણી મીઠી, વરસંતી જલધાર. માતા.
ઉર્વશી રૂડી અપ્સરાને, રામા છે મન રંગ;
પાયે નેપુર રણઝણે કાંઇ, કરતી નાટારંભ. માતા.
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગતારણહાર;
તુજ સરીખો નહી દેવ જગતમાં, અરવડીયા આધાર. માતા.
તુંહીજ ભ્રાતા, તુંહીજ ત્રાતા, તુંહી જગતકો દેવ;
સુરીનર કીન્નર વાસુદેવા, કરતાં તુજપદ સેવ. માતા.
શ્રી સીદ્ધાચળ તીરથ કેરો, રાજા રૂષભ જીણંદ;
કીરતી કરે માણક મુની તાહરી, ટાળો ભવભય ફંદ. માતા.

૩૮ ચોકને આંગણે ચાંદનીરે.

આજનો દીન રળીયામણોરે, દીઠા પ્રભુનો મુખ,
સુખરે કમળ સુકોમળ શોભતું.
આંગી બની અતી ચંગ, ચંગરે સોનેરી વરખે સોહામણી.

સાખી.

મુગટ બન્યો હીરા તણો, કાને કુંડળ સાર;
બાંહે બાજુબંધ બેરખા, કોટે નવસેરો હાર;

શાંતી સુરત છે મુજ મન પ્યારી, વારી જાઉં વાર હજારીજીરે;
ક્ષમા ભંડારી દયા દીલ ધારી, કુમતા કુટીલ ના વારીવારીજીરે;
શાંતી સુરત છે મુજ મન પ્યારી, સ્તુતી કરૂં હું પ્રભુજી તમારો.

સાખી.

પારેવો ઉગાર્યો પ્રેમથી, તીર્થંકર પદ લીધ;
અનોપમ પદવી ભોગવી, કર્મ સકળ ક્ષય કીધ;
શાંતી પ્રભુના ગુણ અનંતા, ક્ષમાદી રૂડા દીપેછે જીરે;
ક્રોધ માન માયા નહીં જેહને, નીર્લોભા પ્રભુ સારાજીરે.

સાખી.

રાગ દ્વેષ રહીત વીભુ, અરૂપીને અવીકાર;
ત્રણ ભુવનમાં શોભતા, સહુને આનંદકાર;
પ્રભુજીને પાયે લાગ્યો, (૨) સદા નમું હુતો સદા નમું;
મારા શાંતી જીનેશ્વર દેવ હો રાજ, પ્રભુજીને પાયે લાગ્યો;
સીદ્ધી સદા સુખ આનંદકારી, જય જય મંગળકારીજી,
સદા નમું—આજનો.

૩૯ કોઈ પ્રેમી દેવાંશી

જોઈ દેવાધી દેવ છબી તારી, જયકારી ઉપગારી
જાઉં વારી વાર વાર, ધર્મનાથ દેવ દરબાર, વંદીયે આ વાર
સ્વામી ભવો દધી તાર, ઉપગારી જઉં વાર વાર.—જોઇ.

સાખી.

સંસારના કંતારમાં, ભુલો પડયો આ જીવડો;
તું મળ્યો પણ નવકળ્યો, માયા જાળ ફસીયો બાપડો.

અતિ રાગ દ્વેષ કષાયથી નહી પાપનો રાખ્યો ઘડો;
જીવ દયાના પ્રતિપાળ સ્વામી, તાર તું તારક વડો.
ધર્મ જીણુંદ તારા ચરણકમળ ગ્રહી, કર્મના બાંધે ભવી પ્રાણીયા.
પાતાકા પરહરી સંસાર સ્વરૂપ કરી, મુક્તિ મંદીર જાય પ્રાણીયા.
ભકિત સ્તુતિ કરૂં સ્વામીની સાચી,
કપટ રહીત પુજન કરૂં રાચી;
પ્રભુ મમ અરજી સ્વીકાર, ગુણ નીધી છો સુખ સાગર;

સાખી.

નાટક નવ રંગે કરૂં, તાથેઈ તાથેઇ કાર;
ભવ નાટક નાચું નહી, એ તારો ઉપકાર;
વીતરાગ તજી અન્ય દેવ દેવી ધ્યાય;
દ્રાખ તજી કાગ દુરગંધ વસ્તુ ખાય;
સેવક સાંકળચંદ પ્રભૂ ગુણગાય,
લઘુ જૈન સભા મન હરખ ન માય.—જોઇ.

૪૦ પાતળીયા પરિશમ લ્યોને શાને..

ચાલો ભાઇ જીન દરીશન જઇએ આજ ભાવે
શુભ રીતથી શુભ રીતથી.
ઉમંગ રંગથી આનંદ વ્યાપ્યો ચાલો ભાઇ
બહુ પ્રીતથી બહુ પ્રીતથી;
એ આનંદ અંગે, ન માય ઉમંગે આ આજ પ્રસંગે
આ.....................જાગીમતી, પુણ્યવતી—ચાલો.
(ચાલ ભાઇ વખત જાય છે)
(હા ભાઇ, જીન દર્શનથી પાપ નાશ થાય છે)
જીન દરીશન વીણ જનમ્યો, જગમાં વૃથા ભાર વૃથા ભાર છે.

મોહનં મુરતિ. શું કરૂં કીરતી, ગુણ હું સમરતી
આ..................જીનપતિ, ધન્ય કૃતી—ચાલો૦
[હે ભાઇ, પછી ગુરૂ વંદન જઇએ ?]
[હા ભાઈ ચાલો]
જીન પૂજાનથા દુખ દુર જાય, સુખ આવે;
સહુ રીતથી સહુ રીતથી;
નાથ નારંજન, ભવભય ભંજન, છો અરીગંજન.
આ..............પ્રાણપતી, આ વિનતી.—ચાલો૦

૪૧ ધન્ય ભાગ્ય પધાર્યા ભમરા.

સુણો નેમ પ્રભુજી મારા, કેમ થાઓ મુજથી ન્યારા;
વહે આંખે આંસુની ધારારે, પ્યારા ન જાઓ ગીરનાર.
મેં જોયું બહુ બહુ જોઇ, નહી કોઇનું કોઇ કોઇ;
તું શીદ રહ્યા છે મોહીરે, જાણો અથીર સંસાર.
પશુઓપર કરૂણા કીધી, છેહુજ બહુ અમને દીધી;
અરજી ઉરમાં નવ લીધીરે, પ્યારા ન જાઓ ગીરનાર.
સુણુ માત તાતને ભગ્ની, પીયુ ભ્રાતથી લાગી જે લગની;
ખરૂં જાણુ તેને અગ્નીરે, જાણો અથીર સંસાર.
પીયુ હું પણ સાથે આવું, પાળી સંજમ સુખી થાવું;
મુકો હાથ શીરે કૃપાળુરે, પ્યારા લઉં સંજમભાર.
હા સુખેથી સાથે આવો, લઇ સંજમ સુખીયાં થાવો;
જૈન મંડળ શીવપુર જાઓરે, એમાં કરો નહી વાર.

૪૨ સુંદર શામળીયા.

રૂષભદેવ દયાળ, દરીશન જોઇ તમારૂં;
આનંદ ઉર નવ માય, હરખ્યું ચીતડું મારૂં.

પ્રભુની કંચન સમ કાયા, નાભીરાયાના પુત્ર કહેવાયા;
માતા મારૂદેવા તણા જાયા, વૃષભ લંછન અતી સોહાયા.
મ્હેર કરો હે કૃપાળુ-- ઋષભ.
મુખડું પુનમચંદ્ર નીહાળું, પાપીસમ પ્રભુનું તેજ રૂપાળું.
લાગે જોતાં સોને અતીશય પ્યારૂં,
જૈન સભા લઘુને હીતકારૂં, સેવકને સુખકારૂં. ઋષભ.

૪૩ નથી જગતમાં સાથ સંબંધી.

જગતનીયંતા નાથ ભજીલે, જગતનીયંતા નાથ;
તું મેળવ શીવપુર સાથ, ચેતના મેળવ શીવપુર સાથ;
આશા સાગરના તરંગે મચ્છ જીવ તણાયો જાણ;
આશાની અંધારી પીછોડી હરે પ્રાણીનો પ્રાણ.
જીવતર સ્વપ્નમય જાણી, સમજો ધરમ સુખખાણી;
જીવ જવું મુકીને દમામ, પ્રપંચી સ્નેહી દીસે તમામ.
સાખી--અંતર જીવ વીચારીને, શુભ કરણી કરે હાલ;
જૈન મંડળ સેવે સદા, પ્રેમથી મંગળમાળ.
જીવ જવુ—જગત૦

૪૪

નાથ નીજ નગર દેખાડોને,
શરણ છે અનાથ, કરોને સનાથ; નાથ.
ચોરાશીલખ યોની માંહે, કાલ અનાદી ભમીયોરે;
તે દારૂણ દુઃખ દુર કરનારો, કાજે તું મળીયોરે. નાથ.
આશ ધરીને અરજી ઉચરૂં, નીરાશે નવ રાખોરે;
દયા દ્રષ્ટીએ રાખો સ્વામી, દાસ નીહાળોરે. નાથ.
જગ ઉપગારી કેવળ ધારી, મુક્તી રમણી કરી પ્યારીરે;

મોહાદીક અરી ઝીતી સ્વામી, પ્રભુ પદ ધારીરે. નાથ.
હે મહાવીર લઘુ જૈન સભાના, કઠણ કરમ સૌ કાપોરે;
પરમાતમ તમ ચરણુની શેવા, પ્રાણુને આપોરે. નાથ.

૪૫ હોડો છેડો છબીલા.

આપો આપો પ્રભુજી મને સેવા તમારી;
કરૂં દીલ ધરીને હું શાત, પ્રભુજી કરૂં દીલ ધરીને હું શાંત.
તમે દયાનીધી મહારાજ, આપો મોક્ષતણું સુખ આજ.આપો.

સાખી

વામા નંદન વીનવું, અશ્વસેન લાગુ પાય;
તેહના કુળદીપક પ્રભુ, ત્રેવીશમા જીનરાય.
માગુ માગુ પ્રભુજી તું પાસ, જેથી મળે શીવપુરનો સાથ;
દીયો દીયોને દરશન નાથ. આપો.
સાખી—લઘુ સભા શ્રી જૈનની, હરખે તુજ ગુણ ગાય;
સેવક વંદે નાથજી, કરજો અમને સ્હાય.
ચાલો ચાલોને દરીશન કાજ, જઇએ પાર્શ્વ જીનેશ્વર આજ;
જેની સેવાથી મુક્તીમાં વાસ (૨) આપો આપો.

૪૬ મારી ઢીંગલીને હાલરડું વ્હાલું.

પ્યારા જીનજીનું દરીશન મુજ વ્હાલું,
હુંતો આણા સહીત નીત્ય ચાલું. મારા૦
રતી અરતી ન દોષ, નહી રોષને તોષ;
વળી પુણ્યનો પોષ, હુંતો લળીલળી મુખડું નીહાળું. મારા૦
વારો કુમતી કુટેવ, તારો દેવાધીદેવ;
કરૂં ભક્તીથી સેવ, હુંતો પાપ અનાદીનાં ટાળું. મારા૦

સુણો ગરીબ નીવાજ, આપો અવીચળ રાજ;
લઘુ જૈન સમાજ, વંદે સાંકળચંદ કાલુ કાલુ. મારા.

૪૭ ઓ અલબેલા આવો આવો.

ઓ. જીનરાયા, આવો, આવો, મન મંદીર મહારાજ;
શાંત સુમુરતીની સુરતીને નીરખીને, હરખું હૈયામાં આજ.ઓ.
આપના નામનો જાપ જપું ચીર પાપ ખપી ભવ તાપ નીવારૂં;
છાપ ધરૂં મન વ્યાપી રહ્યો તન આનંદની અરજી ઉચારૂં.
ધારક વીશ્વ વીનાયક લાયક, દાયક ભવજળ પાર ઉતારૂં;
હે ઉપગારી અરજ સ્વીકારી, પ્રભુ મમ કૃતી સુધાર.
સાંકળચંદ સભા લઘુ જૈની, ભવસાગરથી તાર;
જીવદયા પ્રતીપાળ— ઓ૦

૪૮ શું નટવર વસંત.

ભવી જીનવર ભુવન થૈ થૈ નાચી રહ્યા,
નાચી રહ્યા નટ જાચી રહ્યા— ભવી૦
સાખી-જ્ઞાનામૃતની લ્હેરમાં, નાચે થૈ થૈકાર;
આતમરામ રમે સદા, ક્ષાયકભાવે સાર.
ક્ષમાદી ગુણકેરા પહેરી છે પાવડી;
ક્ષપકશ્રેણી ચઢી ચીત્ત ઠર્યા— નાચી૦
સાખી-પંચસમીતી પંચ શબ્દની, ઘુઘરા બાંધી સાર
છનન છનન રણકારીને,નૃત્ય કરે શ્રીકાર;
વીધવીધ જ્ઞાન તરંગ, ઘુઘરા ઘમકેરે;
પ્રભુના ગુણનો નહી પાર, મુજ મન ચમકેરે.
સાખી-નવપલ્લવ પ્રભુ પાર્શ્વની, મુરતી મોહનગાર;
શાંત સુધારસ છે છબી, સીદ્ધીને સુખકાર.

લ્હેર મંગળપુરમાં થાય છે હાલમાં;
જય જય જય જયકાર થયો. નાચી૦

૪૯ શું પ્રીય ચાલી સુંદર વાડી.

મંગળકારી મુરતી તારી શંખેશ્વરજી સુખકારી;
ભીડ નીવારી, કૃષ્ણ મોરારી, વારી જરા તેં ઉપગારી.
જઉં બલીહારી, અધમ ઉદ્ધારી, ભવ નીસ્તારી હ્યો તારી.
જય જય જીનવર, ભવ ભય દુર કર;
નરવર સુરવર, પ્રણમે દીલભર.
અધહર સુખકર, અભીનવ દીનકર;
અમર નીકર પ્રભુ, પદ રજ શીર ધર.
થર થર કરમ કટક ભટ ઝટપટ;
કરૂણાળુ કરૂણા કર જીનવર. મંગળકારી૦

૫૦ આ શું બોલો આ શું બોલો રે પીતાજી.

પ્રેમે આયો, પ્રેમે આયો, પ્રેમે આયોરે;
મારૂં આયુષ એળે જાય, મારા જીનજી કરોને સ્હાય. પ્ર૦
ધર્મ જ્ઞાનમાં ધ્યાન ન આપ્યું, હવે પસ્તાવો થાય;
કેસર ચંદન ફુલ અરગજા, થકી કરૂં પૂજાય. પ્રભુજી૦
સ્તુતી સ્તવન આરતી કરૂ હું, નાચું થૈથૈકાર;
બાંહ્ય ગ્રહી ચીંતામણ સ્વામી, ઉતારો ભવપાર. પ્રભુજી.
સંસાર સાગર માંહી ઝુકાવ્યું, જીંદગી કેરૂ ઝાઝ;
પાર્શ્વ પ્રભુજી પાર ઉતારો, રહે જેથી મારી લાજ. પ્રભુ.

૫૧ દેખ્યા બાઇ દુઃખના દહાડા.

મલ્લીજીન પાર ઉતારોરે, મલ્લીજીન પાર ઉતારો;
મુજરો જીનપતી મારો માની લીજીએ,

ભવોદધી બુડતાં તારોરે, ભવોદધી બુડતાં તારો;
તુજ કરૂણારસ અમૃત પ્રેમે પીજીએ.

સાખી.

ભવચક્રમાં સાથે ભમ્યા, સુખ દુઃખ સાથે અનુભવ્યાં;
પુન્યબળથી પ્રભુ થયા, મ્હેં ચાર ગતી સંકટ સહ્યાં.
પ્રીતે મળ્યા હેતે હળ્યા, તો બુડતાં તારો તમે:
જગતાત કરૂણા કીજીયે, ભવકુપમાં પડીયાં અમે. મલ્લી૦

સાખી.

સંસારના કંતારમાં, ભુલો પડયો રખડયો પ્રભુ;
નહી નીર પામ્યો, તીર પામ્યો, કીચ ભવ પડીયો વીભુ;
પાપો કર્યાં, દ્રવ્યો હર્યાં, વળી કૃત્ય કુડાં મેં કર્યાં;
નીજ બાળ જાણી માફ કરજ્યો, તાપ સૌ હરજ્યો પરાં.
મલ્લીજીન પાર ઉતારોરે.

પર પારણું

ઝુલાવે માઇ વીરકુંવર પારણે, વીરકુંવર પારણે (૨) ઝુલાવે
રત્નજડીત સોનેકા પારણા, દોરી જરીકી જાલને—ઝુલાવે૦
મણી મોતીઅનકે ઝુમકે નીકે, ઘુઘરી ઘમક કારણે ઝુલાવે૦
રત્નદામ શ્રી ધામગંડકપર, કરે પ્રભુજી ખ્યાલને—ઝુલાવે૦
મેના મોર શુક સારસ સુંદર, હરખે કુંવર પારણે-ઝુલાવે૦
છપ્પનદીક કુંવરી હુલરાવે, બજાવે બજાવે તાલને-ઝુલાવે૦
ત્રીશલામાતા આનંદીત હોવે, નીરખે નીરખે બાલને—ઝુ૦
હંસ કહે પ્રભુ પારણે પોઢયા, જાણે જગત મ્હાલને-ઝુલાવે૦

પ૩ સંસાર ઝેરનો પ્યાલો.

સંસાર સર્વ આ નાટક સમજતું, સ્મરણ જીનજીનું કરી લે

ભાઇ કરી લે, આહા કરી લે;
વેદના ગર્ભની વેઠી અતિશે, મમત્વ સર્વ તું મુકી દે,
ભાઇ મુકી દે, આહા મુકી દે;

સાખી.

માતા તણા ઉદર માંહી, મસ્તકે ઉંધે રહ્યો;
બાળ ક્રીડાના યોગ્યથી, સંસાર સાગરે ભમ્યો.
હાસ્ય વિનોદ કીધાં ઘણા, રંગે રમણી રાચી રહ્યો;
યૌવન વયે આવ્યો તદા, જીનજી તણું નામ ભૂલ્યો;
કાયા તારી આ જીુઠી સમજતું નાશ થનાર,
માયા તૃષ્ણા રાખેથી કદી નહીં અરથ સરનાર;
પુણ્યને પાપે બે શિવાય સઘળું અહીં રહેનાર,
લઘુ સભા કહે સંસારમાં નથી લગાર સાર—સંસાર.

૫૪ પ્રેમનો કોલ દીયો રાજકુમાર.

જગત ગુરૂ જય જય શ્રી મહાવીર,
પ્રભૂ ધર્મ ધુરંધર ધીર, ઉતારો ભવજળ તીર—જગત૦
શાસન નાયક તું વડોરે, જગમાં શ્રી મહાવીર,
ભવ રણ રંગ રચી કર્યોરે મોહવિજય વડવીર. જગત૦
સમોવસરણ પ્રભુ દેશનારે, મધુર ધ્વની મહારાય;
સરસ સુધારસ સીંચતાંરે, ભવીજન મન વિકશાય,—જગત૦
ભવદવ તાપ સમાવવારે, શ્રી વીર નિર્મળ નીર;
કર્મ રીપુ સંહારવારે, મહામલ્લ મહાવીર. જગત૦
પતીત જન પાવન કરેરે, બાંહ્ય ગ્રહી જગ તાત;
સેવક કરજોડી કહેરે, વાત સુણો એકાન્ત; જગત૦

કરૂણા સાગર તારજ્યોરે, કરી કરૂણા જગનાથ;
જૈન સભા ભવિ વૃંદનોરે, બુડતાં ઝાલો હાથ. જગત૦

## ૫૫. તાતનો ભરૂસો નથીરે,

ધરમ જીણંદ ભજોરે, ચેતન પ્યારા, ધર્મ જીણંદ ભજોરે;
ધ્યાન સુધારસ, પાન કરીને, માન અજ્ઞાન તજોરે;—ચેતન.
ધરમ જીનેશ્વર સાહબો, પરમ ધરમ દાતાર;
કરમ મરમ વેધક પ્રભુ, જીન શાસન શણગાર,—ચેતન.
મોહ મહામલ્લ યોદ્ધથી, ઘોર કરી સંગ્રામ;
ભવ રણ રંગ વિજય કરી, પામ્યા અક્ષય ધામ.—ધરમ.
શરણાગત રક્ષક પ્રભુ, ભવસાયરમાં ઝાઝ;
દુર્ગતી પડતા પ્રાણીને, આલંબન જીનરાજ.—ધરમ.
જાપ જપે તુજ નામનો, ખપે પાપ ચીરકાળ;
ધ્યાન ધરે મતીમાન જે, તસ ઘર મંગળમાળ.—ધરમ.
જયકર જૈન સમાજનો, કાજ સુધારો નાથ;
સકળ ભવીકજન વૃંદને, મેળવ શીવપૂર સાથ.—ધરમ.

## ૫૬ પામ્યો પામ્યો પદમણી.

દીઠા દીઠા જગતગુરૂ દેવહો પ્રભુ શાંતીજીણંદ જયકારી;
શાંતસુધારસ છે છબી તારી, મનહર સુરતી મોહનગારી;
તારો તારો વીભો ભવવારી હો— પ્રભુ શાંતી૦
ધર્મ ધુરંધર ધીર છબીલો, સ્યાદવાદ શુભ પક્ષ રંગીલો;
જગ સ્વામી જગત ઉપગારી હો— પ્રભુ શાંતી૦
ચોત્રીસ અતીશય પ્રભુને છાજે, વાણી પાંત્રીસ ગુણ ગણગાજે;
ગાવે ગાવે સભા જૈન સારી હો— પ્રભુ શાંતી૦

૫૭ વટ સાવીત્રો વ્રત આજ.

તારો તારો રીખવ જીનરાજ, ભવજળ તારોને;
દીન વત્સળ ગરિબનિવાજ, વ્યાધી વીદારોને;
શીવરમણીના શીરતાજ, કુમતી નીવારોને.
આપો શુભ અચીચળ રાજ, લાજ વધારોને.
નાભીનો નંદન શેવીયે સદા, મારૂદેવા માત મલ્હારરે.
પાપ નીવારી જીનરાજ તારીયે, તાપ ત્રીવીધનો નિવારજયો વિભુ;
સારોને સેવક સારરે, પાપ નીવારી જીનરાજ તારીયે. તારો૦
આંગીયો અજબ બની પ્રભુ અંગે, કેશર ચંદન ઘસી ઘનરંગે;
ભવીજન ભક્તી ઉમંગે, જીન ગુણ ગાય સુરંગે;
મોગર લાલ ગુલાબ ચઢાવે, જૈન સભા લઘુ મોતીડે વધાવે;
સાંકળચંદ ગુણ ગાવે, જીન ગુણ ગાય સુરંગે. તારો તારો૦

૫૮ કાનુડો.

મારી વ્હારે આવો રૂષભ દયાળ રે વીમળાચળ વાશી. મારી.
નરક નીગોદે ભમીયો, છેદન ભેદન ખમીયો;
નરભવ આયુ કાપે કાળ, કાપે કરરરરરરરર. મારી૦
વિષય કષાયે રાચ્યો, ભવના નાટકમાં નાચ્યો;
મોહરાયે મારી તાકી ફાળ, તાકી તરરરરરરરર. મારી૦
કેવળ કમળાના સ્વામી, જગ જનના અંતરજામી;
આતમરામી ખામી ટાળ, ખામી ખરરરરરરર. મારી૦
કુરમ કટકને દળજયો, અંતરમાં આવી મળજયો;
શાંત સુધારસ છાંટો આળ, છાંટો છરરરરરરરર. મારી૦
મારૂદેવી માતા જાયા, વનિતાનગરીના રાય;
કુમતા કુતરીથી થરકે બાળ, થરકે થરરરરરરરર. મારી૦
જૈન સભા લઘુ તારી, સાકળચંદ સુધારી;
દાદાજી દયો શીવ શ્રેણી હાલ, શ્રેણી સરરરરરરરર. મારી૦

### ૫૯ મારા ચતુર શીરોમણી ભાત.

મારા કેસરીઆ મહારાજ, ઋષભજીન અરજી ધારજો;
મારા દાદા દુખડાં નિવારજયો, મારા જીનજી દુખડાં નિવારજયો;
મારા પ્રભુજી દુખડાં નિવારજયો. મારા૦
ભવદવ સળગ્યો ચોપાસ, દાસને બળતાં ઉગારજયો. મારા૦
કુમતી કુલટાને સંગ, અનાદી વૈરી વીદારજયો. મારા૦
ભવદરીયે બુડયું ઝાઝ, સાજ કરી જીનજી ઉદ્ધારજો. મારા૦
મહા ધિંગ ધુલેવા નાથ, હાથ ગ્રહી ભવોદધી ઉતારજયો. મારા.
પ્રભૂ પામર પાળ દયાળ, બાળની કૃતીયો સુધારજયો. મારા૦
કહે સેવક સાંકળચંદ, ફંદ ભવભવના નિવારજયો. મારા૦
લઘુ જૈન સભા શોરત.જ, આજ મનમંદીર પધારજયો. મારા૦

### ૬૦ સનનન સોહે સાવ ‌લીયાં.

નેમ નગીના વાળો રથ આમ,
શામળી સુરતપર વારી વારી જાઉ હું. નેમ.
આઠ ભવાંતર પ્રીત નિવારી, નવમે કુંવારી મુકો નહી શ્યામ;
સુણ્યોં પોકાર પશુને પ્રીતમજી, રાણીનાં વાત સુણી નહી નામ. શા.
સીતાનું હરણ કરાવ્યું તેં હરણા, ચંદ્રને કીધો કલંકીત આમ;
આરાવખત પણ ભાઇ તું ભૂંકયો, શું મેં બગાડયું વીરા તારૂં કામ. શા.
કરપીડન પ્રભૂ ચોરીમાં ન કર્યું, હાથ ધરો શીર દો શીવધામ;
દંપત્તી સીદ્ધ થયાં જયવંતા, જૈન સભા લઘુ કરે પ્રણામ. શા. નેમ.

### ૬૧ રહી વશી હૃદયમણી.

વશી હૃદય શાતીજીન ભક્તી, ગુણમણી, જીનતણી છબી સારી;
શરણે, ચરણે, તારે, પ્યારે આવી રહીયે. વશી૦

કુમતીના સંગથી મેં સુમતી નીવારી છે;
અકૃતી, અરતી, વારો, તારો, પાપ હરીયે વશી૦
વિષયકષાય મોહ કોહથી કર્યાં અકાજ;
પગલે, પગલે, ભૂલ્યો, ડુલ્યો, નરભવ આ. વશી૦
જૈનની સભાના બાળ વંદન કરે છે આજ;
નીરખી, હરખું, સ્વામી, પામો પદકજને. વશી૦

૬૨ ડરમાં તું દીલ સાથ.

ધર્મધુરંધર ધીર, વીર પ્રભુ ધર્મધુરંધર ધીર;
ભવ દવ હરવા નીર, વીર૦
ઘોર ઉપદ્રવ સર્વ નીવારી, મોહ સુભટ ભવરણ સંહારી;
કર્મવલ્લી તપ તેજે વીદારી, ઘોર પાપ કરનાર ઉદ્ધારી;
વીર વર્યા શીવરમણી સારી.
(તારા ચરણનું શરણ મરણ ભયને વારે છે)
ઘો ભવસાગર તીર. વીર૦
પાપ અમાપ અનાદીનાં કાપો, તાપ હરી વારો સંતાપો;
મહેર કરી મનમંદીર વ્યાપો, સાંકળચંદ જપે જીન જાપો;
જૈન સભા લઘુ શીવસુખ આપો,
(સંસારના કંતારમાં સત્ય-શરણ તારૂં છે)
જયજય જગ વડવીર, વીર જય જયજય જગ વડવીર. વીર૦

૬૩

ચાલો ચાલોને ચેતન જોવા જીણંદ,
જોવા જીણંદ ચાલો જોવા મુણંદ. ચાલો૦
ત્રીગડે બેશી ભવી પ્રતીબોધે,

ચોત્રીશ અતીશય ધારી જીણંદ. ચાલો૦
ચોમુખ દે પ્રભુ ધર્મદેશના,
માલકોશ શુભ રાગ અમંદ. ચાલો૦
શરદ શશી સમ પ્રભુ મુખ દેખી;
ચંદ ચકોર જ્યું આનંદ કંદ. ચાલો૦
દેવ દુંદુંભી ગંભીર ગાજે,
નાચે ને રાચે છે કીન્નરી વૃંદ. ચાલો૦
સહજ વીરોધ વીસારા પ્રાણી;
વાણી સુણીને પામે છે આનંદ. ચાલો૦
સાંકળચંદ સભા લઘુ જૈની,
વંદી પ્રભુને ટાળે ભવફંદ. ચાલો૦

૬૪ પ્યારસે ક્યું બદલી નજર તોરી,

ક્યા દેખા હે પ્રભુજી તોરે અંગ,
તોરે અંગસે પ્રભુજી બીન રહ્યા મુજ અંગ;
ઝમરૂત લાલસો, ચમકે સો તોરે અંગ. ક્યા૦
મુગટ કુંડળ બાજુ માળા મોતીયનકા;
સાંજ સવેજા આંગી ચમકે સો તોરે અંગ. ક્યા૦
કોડ રવી મીલતી જીન જપ હે;
જૈન સભા કહે ચમકે સો તોરે અંગ. ક્યા૦

૬૫

નમું નમું વારીવારી, મયાકર આજ તારી તારી;
સુખ કર દુખ હરીને, આશ તારી, અંતરમાં છે છે છે.
દયાનીધી દેવ તમે, અતી વંદન કરીયે આજ અમે;

મહેર કરી માફી દાને, વોનંતી આ અમારી તો છે છે છે;
ઝુમ ઝુમ છનનનન, ઝુમ ઝુમ ઝનનનન;
ધાધા ધીરી કીટ તીરી કીટધા,
પાપ પરીતાપ કાપો છો, શાંતી સૌને આપો છો.
પ પ ધપ મગ, મમ પમ ગારે, ગગ મગ રે સા નીરે સા;
રંગ રંગ અતી ઘણો, પ્રીત ધરી નેમજીનો;
મુખથકી બોલો સહુ જય જય જય.

## ૬૬ ચાલી જા ચાલી જા અહીંથી ચુડેલ.

વ્હાલાજી વ્હાલાજી પાસ જીણંદ
જરા તેં નીવારી, જાદવને ઉગારી,
જય વીશ્વે વીસ્તારી, ટાળ્યો દુઃખ ફંદ.
કરમે નચાવી, ભવ ફંદે ફસાવી;
દીધો છે ડુબાવી, બચાવો મુણીંદ.
બલીહારી જાઉં વારી તારી જીણંદ;
ભવ વારી નીસ્તારો દ્યો સુખકંદ
સદા શર્ણે રહીને, પ્રભુ ગુણ ગાઈને;
સભા લઘુ જૈને, વર્તાવ્યો આણંદ. વ્હાલાજી૦

## ૬૭ બ્રહ્માજી શું શું કહીએ.

દાદાજી પાય લાગુ, કર જોડી માફ માગું;
વીમળાચળ મંડણ ઉપગારી, ઋષભજીણંદ જગત જયકારી;
જુગલાધર્મ નીવારી ધારી, નીતી...રીતી...તાત તે. દાદાજી૦
અભરાભર તુજ અખુટ ખજાનો, ત્રીભુવનના જનને નહી છાનો;
સેવકથી અંતર છે શાનો, આપો...કાપો...પાપને. દાદાજી૦

જો મમ કરણી સામું જોશો, તો અતીશય દેખાશે દોષો;
પણ નીજ બાળ ગણી પ્રભુ પોષો, તારો...સારો...કાજને. દાદાજી
અગણીત નર નારી તેં તારી, મુજ મારે શું થઈ ભીડ ભારી;
જૈન સભા લઘુ માગે સારી, ભક્તી...મુક્તી...રાજને. દાદાજી૦

## ૬૮ આ હાર જોઈ કાંઇ કાંઇ થાય જો.

વ્હાલા શાંતીનાથ મહારાજજો, મનડું જીણંદમાં રમે;
મારા હૈયાના હાર શીરતાજજો, વંદન કરીએ અમે.
આવો જીણંદજી, આવો મુણીંદજી, આવો મારા હૈયામાં આજજો;
હું રે અનાદીનો દાસ તમારો, અરજી પ્રભુજી સ્વીકારો.
અરીહંતા, ભગવંતા, ગુણવંતા, હર ચીંતા;
જયવંતા જીણંદજી. વ્હાલા૦
તારો સાહેબજી તારો મોહનજી, વારો મારા પાપોને તાપજો;
જન્મ જરા મરણાદી નિવારો, જૈન સભા લઘુ તારો;
ઉપગારી, બલીહારી, જીન તારી, જાઉ વારી,
જયકારી, જીણંદજી. વ્હાલો૦

## ૬૯ મારા હૈયાકેરા હાર

મારા જીનજી જગ શીરતાજ ગરીબને તારજ્યોરે;
રાગ દ્વેષ વૈરી સહચારી, ભવ રણજંગ મચાવ્યો ભારી;
દાસ ગણી નીજ મોહ સુભટ સંહારજ્યોરે. મારા૦
ચાર ચોરનો ભય છે ભારી, આતમ ધન લુંટે છે દારી;
આઠ તેર અષ્ટાદશ ત્રેવીશ વારજ્યોરે. મારા૦
અનુભવ જ્ઞાન દીપક અજુઆળો, મીથ્યા અંધકાર અઘ ટાળો;
બોધીબીજ આપી પ્રભુ પાર ઉતારજ્યોરે. મારા૦

મનમંદીરમાં આપ પધારો, કૃતીયો મારી તાત સુધારો;
સાંકળચંદ સભા લઘુ જૈની તારજ્યોરે. મારા૦

૭૦. જુઓ કેવી અજાયબી.

મલ્લીનાથ મહારાજજી, વાત સુણો જીનરાજજી;
કર્યો કરમે મને રાંક (૨) કરો માફ મારો વાંક;
શરણ કર્યું મેં આજજી,—પ્રભુ શરણ— મલ્લી૦
કરી નીંદા અપાર (૨) કર્યો પાપ વ્યાપાર;
કહેતાં આવે છે મને લાજજી, પ્રભુ કહેતાં૦ મલ્લી૦
નહીં જપ તપ ધ્યાન (૨) કરી માન ભુલ્યો ભાન;
દરીયે બુડયું છે મારૂં ઝાઝજી, પ્રભુ દરીયે૦ મલ્લી૦
ભજ્યા કુગુરૂ કુદેવ (૨) તજી જીનરાજ સેવ;
કુમતી નડી દગાબાજજી, પ્રભુ કુમતી૦ મલ્લી૦
જપે જાપ ખપે પાપ (૨) મટે તાપ ને સંતાપ;
સફળ થાય સૌ કાજજી, પ્રભુ સફળ૦ મલ્લી૦
કરૂં વીનંતી દયાળ (૨) સુણો પામર પાળ;
જૈન સભા શીરતાજજી, પ્રભુ જૈન૦ મલ્લી૦

૭૧ હાય થઇ અતી હાની.

પ્રભુ દ્યો ભવજળ તારી, જગતાત બાળ ધારી. પ્રભુ૦
કુમતા કુલટાએ ભરમાવ્યો, જાણ્યો નહી મેં મર્મ;
હું ભૂલી ગયો નીજ ધર્મ (૨) કર્યાં કુકર્મ રાતદારી. પ્રભુ૦
રાગ દ્વૃષને ચાર કષાયે, લુટયો ભરા બજાર;
મેં કર્યો ઘણો પોકાર (૨) કરો મમ વ્હાર દાસ ધારી. પ્રભુ૦
વિષયઅંધ મતી મંદપણાથી, પર રમણીપર પ્યાર;

પરનીંદાથી ફીટકાર (૨) અરે ધી:ક્કાર કૃતી મારી. પ્રભુ૦
નરભવ ચીંતામણી હું હાર્યો, ભજ્યા ન જીનવર દેવ;
મેં કરી નહી તુજ શેવ (૨) અનાદી કુટેવ રહી જારી. પ્રભુ૦
સાંકળચંદ સભા લધુ જૈની, તારો દીનદયાળ;
પ્રભુ જીવદયાપ્રતીપાળ (૨) બીરૂદ સંભાળ આશ તારી. પ્ર૦

૭૨ ચાલોજી ચાલો.

ચાલોજી ચાલો ચેતન આજરે, જીન શરણે જઇએ;
સુખ દુ:ખની વાતો કહીયે, નરભવનો લ્હાવો લઇએ;
રહીયે સદા મન ધર ભાવમાં, જીનના ગુણ ગઇએ. ચા૦
ચીરમળ વારી જીનજી, અંગે ક્ષીરોદક ઢાળી;
મૃગમદ કેસર ચંદન શુદ્ધ બરાસ ઘોરી, ભરી કનક કચોળી.
જીનજીને અંગે ચોળી, પુજે સાધરમી ટોળી;
ભવ ભવના પાતક ત્રોડી, ભવીજન ભાવે પુષ્પ ચઢાવે;
જીનગુણ ગાવે શીવસુખ પાવે, શરણે જીનરાજ રહીયે. ચાં૦

૭૩

(જ જાળી ઝાંઝવા, જોઇ શું રાચે;)

મુરખડા મન તું, મુકને માથાકુટ ઠાલી.
હારી ભવબાજી, હાથ જવું જીવ ખાલી;
ડાભ અણી જળબીંદુ સરખું, જીવતર જીવડા જાણો;
ધર્મ ઝાઝ વીણ ભવસાગરમાં, તરશે કયમ કરો પ્હાણોરે. જં૦
પાતાળમાં પાયો નાંખીને, મંદીર બેશ બનાવ્યું;
વાસ્તુ કર્યા વીણુ સ્વર્ગે સીધાવે, સાથે કાંઈ ન આવ્યું રે. જં૦
જગતરૂપ જંગલ ઝાડીમાં, મન મરકટ અથડાયો;

કાળ વ્યાળ વશ ફાળ ચુકીયો, ચોગતી કુપમાં પડીયોરે. જ૦
પ્રપંચથી પૈસા પેદા કરી, પાપ એકલે બાંધ્યું;
સ્વજન સંબંધી ગીધના ટોળે, ફોલી ફોલી ખાધુંરે. જ૦
ચેતન ચેતી મન મરકટને, જ્ઞાન રશીથી બાંધો;
વિષય કષાય તજો સાંકળચંદ, અંતે શીવસુખ સાધોરે. જ૦

૭૪ વીજય.

વીજય વીજય વીજય આજ, વીજય સત્યનો થયો:
પ્રભુ પ્રસાદે સત્ય કલ્પવૃક્ષ હાલ છે ફળ્યો. વિજય૦
કલ્પવૃક્ષ સેવના નકામી જાય શું કદી;
ચલક ચલક ચંદ્ર થાતાં, અંધકાર રહે કદી. વિજય૦
સત્યને સદા સહાય આપતાને આપજો;
જૈન મીત્ર મંડળને, પ્રભુ આબાદ રાખજો. વિજય૦

૭૫ પરમ કૃપાળુ પ્રભુ.

પરમ પવીત્ર પ્રભુ દાતા, ત્રાતા, હે પારસનાથ;
શરણ નીભાવો તાત, સુખ આપોને જગનાથ;
ઉગાર્યો ધરણેંદ્ર અનાથ. પરમ૦
કામ ક્રોધ નીવારી નાથ, લીદો સીદ્ધી વધુનો સાથ. પરમ૦
કમઠ ઉપર નહી રોષ લગાર, જીનશાસનનો જયજયકાર. પરમ૦
અમને પણ છે તુજ આધાર, જૈન સભા લધુ માગે વ્હાર. પરમ૦

૭૬ બોલો વિજય વિજય.

આલો આવો ગાવો, હોંશ ધરી ગુણ તનમાં;
શાંત હૃદય કરી ભાવના ભાવો, મુક્તીપુરી લેવા.
પુણ્યનું પોથું પ્રેમે લેવાને,

હર્ષ અતી મન લાવો, વધાવો, પ્રભુને સદાય;
ભાવ આણી શુદ્ધ મનમાં. ચાલો૦

સાખી.

દુર્લભ દર્શન પામીયો, ઉલટ ધરી જો હરનીશ પ્રભુ ધ્યાયે;
પુજાથી અરીહંતની, ભવોભવના પાતીક દુર જાવે.
હર્ષ અતી મન લાવો, વધાવો, પ્રભુને સદાય. બોલો.

૭૭ પ્રેમદા છે પ્રીતી ભાજન.

મહાવીર નાથ નીરંજન, ત્રીસલા સુત દુઃખ ભંજન;
પ્રભુજી તમારૂં વદન, કરતું જન મનરંજન;
પ્રભુ ધર્મધુરંધર ધીર, કંચન સમ વર્ણ શરીર;
જ્યાં ધ્યાન ધરો ત્યાં સ્થીર, ચળતી નહી કાય લગીર.
મન પણ દ્રઢ તેવું, જગતગુરૂ ધન્ય ધન્ય;
મુક્તી મેળવવા, સંકટ કીધાં સહન. મહાવીર૦
તુમ પગલે જયજયકાર, ક્રોધાદીક ચોદ્ધા ચ્યાર;
નાઠા દુનીયાની બ્હાર, ગૌતમ ઉદ્ધર્યો તેવાર.
બીજા બહુ તરીયા, શ્રવણી તુજ વચન;
મુજ કાજ સરે જો, આપ થાઓ પ્રસન્ન. મહાવીર૦
ચીંતામણી સમ જીનવરજી, સુણજો આ દીનની અરજી;
સુખ શાંતી સઘળે કરજી, લઘુ જૈન સભા કર ધરજી.
તુજ મુખ દીઠું તો સફળ થયો મુજ દન;
પુણ્યવંતા પ્રાણી પામે તુજ દર્શન. મહાવીર.

૭૯ યૌવન મદમાં લચકેલી છકેલી સાહેલી.

મહારાજ આજ જીનરાજ દયા દીલ લા......વો;
જગતાજ કૃપા કરી સેવક કહી બોલા......વો.

જયકારી, ઉપગારી, જાઉં વારી. મહારાજ.
કરમકટક ભટ નીજ ખટપટથી, ભવરણમાં જીવ ઘેરેરે;
મોહ સબળ દળ જાળ પાથરી, નાંખે ચોરાશીને ફેરેરે.
સુખકારી, બલીહારી, જઉં વ્હારી. મહારાજ.
સહચારી બે વૈરી અનાદી ભવદવમાં પરજાળેરે;
ચાર ચોર ને આઠ ધુતારે, કેર કર્યો કળાકાળેરે;
જગ સ્વામી, ગુણગ્રામી, નીષ્કામી. મહારાજ.
સાત રાજ અળગા જઇ બેઠા, નહી કાગળ સંદેશોરે;
દાસ ગણી એકવાર મળો પ્રભુ, ન રહે મરણ અંદેશોરે.
સુખદાતા, જગત્રાતા, કર શાતા. મહારાજ.
તું જગ ભ્રાતા, તું પીતુ માતા, ત્રાતા જગગુરૂ તારોરે;
સેવક સાંકળચંદ સુધારો, મન મંદીરમાં પધારોરે.
પ્રભુ તારો, ભય વારો, ઉદ્ધારો. મહારાજ.

૭૯ ભુલી ભામની ભમો.

પ્યારા પાસજી હો લાલ, દીન દયાળ મુને નયણે નીહાલ;
રાતા જેવા ફુલડાંને, નીલો જેવો રંગ;
આજ તારી આંગીનો, કાંઇ રૂડો બન્યો રંગ. પ્યારા.
જોગીવાડે જાગતો, માતો ધીંગડમલ્લ;
શામળો સોહામણોને, જીત્યા આઠે મલ્લ. પ્યારા.
તું છે મારો સાહીબોને, હું છું તારો દાસ;
આશા પુરો દાસની, કાંઇ સાંભળી અરદાસ. પ્યારા.
દેવ સઘળા દીઠા તેહમાં, એકજ તું અવલ્લ;
લાખેણું છે લટકું તાહરૂં, દેખી રીઝે દીલ. પ્યારા.
કોઇ નમે છે પીરને, ને કોઇ નમે છે રામ;
ઉદયરત્ન કહેછે પ્રભુ, મારે તુમશું કામ. પ્યારા.

## ૮૦ આરતી.

જય જય આરતી આદીજીણંદા, નાભીરાયા મારૂદેવીકો નંદા.જય૦
પહેલી આરતી પૂજા કીજે, નરભવ પામીને લ્હાવો લીજે.જય૦
દુસરી આરતી દીનદયાળા, ધુલેવા મંડપમાં કરે અજવાળા. જય૦
તીસરી આરતી ત્રીભુવન દેવા,સુરીનર ઇંદ્ર કરે તોરી શેવા.જય૦
ચોથી આરતી ચોગતી ચુરે, મનવંછીત ફળ શીવસુખ પુરે.જય૦
પંચમી આરતી પુન્ય ઉપાયો, મુલચંદ રીખવ ગુણ ગાયો.જય૦

## ૮૧ મંગળદીવો.

દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઉતારણ બહુચીરં જીવો;
સોહમણો ઘેર પર્વ દીવાળી, અમરખેલે અબળા બાળી. દીવો.
દીપાલભણે એણે કર અજુવાળી,ભાવેભગતે વીઘન નીવારી. દીવો.
દીપાલભણે એણે એ કળીકાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે.દી.
અમ ઘેર મંગળીક તમ ઘેર મંગળીક,
મંગળીક ચતુર્વીધ સંઘને હોજો. દીવો.



# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૫ | એકથા | એકથી |
| ૬ | ૧૫ | અમદાવ | અમદાવાદ |
| ૭ | ૩ | પ.ળે | પાવે |
| ૯ | ૧૭ | તુકય | તુલ્ય |
| ૧૦ | ૬ | પુરવ | પૂરવ |
| ૧૦ | ૧૫ | મતાવો | મનાવો |
| ૧૦ | ૧૭ | ગિરનાર | ગિરનાર |
| ૧૦ | ૧૭ | કુવારી | કુવારી |
| ૧૦ | ૧૮ | યાગા | ત્યાગી |
| ૧૦ | ૨૦ | પ્યરે | પ્યારે |
| ૧૨ | ૩ | પરનિદાથી | પરનિંદાથી |
| ૧૨ | ૧૨ | તટયે | તરીયે |
| ૧૨ | ૧૬ | તમારૂં; | તમારૂંરે |
| ૧૩ | ૧૬ | ચેતા | ચેતી |
| ૧૩ | ૧૮ | પુજ્જું | પૂર્જું |
| ૧૪ | ૨ | શાવ | શીવ |
| ૧૪ | ૯ | શાવ | શીવ |
| ૧૬ | ૧૩ | તારી | ધારી |
| ૧૬ | ૨૧ | તો લ્હાવો | લ્યોભવલ્હાતો |
| ૧૬ | ૨૩ | જો ઉધારી | જોઉં ધારી |
| ૧૭ | ૩ | ચાલા | ચાલો |
| ૧૮ | ૬ | સું | સુ |
| ૨૧ | ૨૧ | ક્ષાજે | લાજે |
| ૨૧ | ૨૨ | (લીણુ) | લીણુ |
| ૨૩ | ૧૭ | પાપા | પાપી |
| ૨૪ | ૮ | રગ | રંગ |
| ૨૫ | ૧ | હજારાજીરે | હજારીજીરે |
| ૨૭ | ૫ | પુંજનથા | પુજનથી |
| ૨૮ | ૫ | સાને | સૌને |
| ૨૮ | ૧૧ | પાણુ | પાણી |
| ૨૮ | ૧૪ | અતર | અંતર |
| ૩૦ | ૧૯ | ધુધરા | ઘુઘરી |
| ૩૧ | ૮ | દાનકર | દીનકર |
| ૩૧ | ૧૯ | સ્વામા | સ્વામી |

# આશ્રય પત્ર.

આ લઘુ પણ અતી રસમય પુસ્તક કેવળજ્ઞાન ભાસ્કર શ્રી જીનેશ્વર ભગવાનના ગુણોથી ગુથેલું છે તે કેવું અગત્યનું છે, તેની કદર સુજ્ઞ વાંચક વર્ગને કરવાની છે પરંતુ તે બહાર પડતાં પહેલાં જે સદ્ગ્રહસ્થોએ આ પુસ્તકને આશ્રય આપ્યો છે તે તે સદ્ગ્રહસ્થોના મુબારક નામ આ પુસ્તકની સાથે અમર રાખવા નીચે પ્રગટ કર્યાછે

| નકલ | નામ |
|---|---|
| | **અમદાવાદ** |
| ૧૦ | નગરશેઠ ચમનભાઇ લાલભાઇ |
| ૧૦૧ | નગરશેઠ કસ્તુરભાઇ મણીભાઇ |
| ૧૦ | શેઠ કાલીદાસ ઉમાભાઇ |
| ૧૦ | શેઠ લાલભાઇ ત્રીકમલાલ |
| ૫૦ | સતીયા જમનાદાસ ત્રીકમલાલ |
| ૫ | ઝવેરી વાડીલાલ વખતચંદ |
| ૫ | શા મણીલાલ ચુનીલાલ |
| ૫ | શા ભીખાભાઇ પરસોતમ |
| ૫ | શા હીરાલાલ ચુનીલાલ |
| ૫ | શા લાલભાઇ વાડીલાલ |
| ૫ | શા કેશવલાલ ડાહ્યાભાઇ |
| ૫ | શા લાલભાઇ કેવલદાસ |
| ૫ | શા વાડીલાલ મોતીલાલ |
| ૫ | શા મોહનલાલ રતનચંદ |
| ૨ | છોટાલાલ એન્ડ લલુભાઇ બ્રધર્સ |
| ૨ | શા ચમનલાલ ચુનીલાલ |
| ૨ | શા કીશનલાલ ચતુરભુજ |
| ૨ | ચીમનલાલ વાડીલાલ ઢલગરા |
| ૨ | શા ચમનલાલ રતનચંદ |
| ૨ | શા ભલાભાઇ પીતાંબર |
| ૧ | શા કચરાભાઇ વીઠલદાસ |
| ૧ | શા પ્રેહેલાદજી વેલાજી |
| ૧ | શા નારણલાલ ચકુભાઇ |
| ૧ | દેશાઇ ઇશ્વરલાલ ભોગીલાલ |
| ૧ | શા માણેકલાલ વાડીલાલ |
| ૧ | શા ઠાકોરલાલ મુળચંદ |
| ૧ | શા પ્રેમચંદ ઝવેરદાસ |
| ૧ | શા પોપટલાલ સામળદાસ |
| ૧ | શા મોહનલાલ છોટાલાલ |
| ૧ | શા અમુભાઇ ધનજીભાઇ |
| ૧ | શા મણીલાલ અમૃતલાલ |
| | **સુરત.** |
| ૨ | ફકીરચંદ કાનાજી |
| ૧ | શવચંદ દામોદર |
| ૧ | મોતીચંદ ધનજી |
| ૧ | ભગુભાઇ કસ્તુરભાઇ |
| | **બોરસદ.** |
| ૫ | વાડીલાલ બાપુલાલ |
| ૨ | બાપુભાઇ મોતીચંદ |
| ૧ | ખેમચંદ વ્રજલાલ |
| | **મુંબાઇબંદર.** |
| ૫ | શા ભોગીલાલ ભીખાભાઇ ઠે વાલકેશ્વર |
| | **બાજાણા.** |
| ૧૦ | શા. જેઠાલાલ દલીચંદ |
| ૫ | શા અમુલખ પરસોતમ |

# જાહેર ખબર.

આ ચોપડી નિચેના ઠેકાણેથી રોકડી કીમતે મળશે, બહારગામવાળાઓને પોસ્ટેજ જુદું પડશે, નોટપેડ પત્ર લેવામાં આવશે નહી,

અમદાવાદ—રૂપા સુરચંદની પોળમાં

શા. અમરતલાલ છગનલાલ પાસેથી

તથા

નીની પોળમાં પુરદાશેઠની પોળમાં

શી [illegible] પાસેથી.